# રઘુ રાજા અને બીજી વાતો




પ્રકા: તલકશી એન્ડ સન્સ એમ્પાયર બીલ્ડીંગ હોર્નબી રોડ મુંબાઈ

શિશુ સાહિત્યમાળા પુષ્પ ૧૩મું

# રઘુરાજા અને બીજી વાતો

-લેખક-

મોંઘી બ્હેન

-પ્રકાશક-

જેચંદ તલકશી એન્ડ સન્સ

એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ

મુંબઇ.

કિંમત ૦-૩-૦

# રઘુરાજા

રઘુરાજા મહા દાનેશ્વરી હતા. મોઢે માગ્યું આપે. એની પાસેથી કોઈ પાછું જાય જ નહિ. એનો રાજભંડાર હંમેશાં ગરીબોને માટે ઉઘાડો જ રહે.

રઘુરાજાને પચાસ રાણીઓ હતી. પચાસેનાં કાંઈ રૂપ? રૂપ રૂપના અવતાર ને તેજ તેજનાં અંબાર! પચાસેનાં લૂગડાં સરખાં, પચાસેનાં ઘરેણાં સરખાં, પચાસેનાં વાન પણ સરખાં. એકને જુઓ ને બીજીને ભૂલો.

એકવાર પટરાણીએ કહ્યું: "મહારાજ! મારે કાશીએ જાત્રા કરવા જવું છે. ગંગાને આરે એક હજાર ગાયોનાં દાન કરવાં છે."

રાજા કહે: "બહુ સારૂ."

રાજાએ પ્રધાનને કહ્યું: પ્રધાને સૈન્ય સામન્ત તૈયાર કરાવ્યું ને પટરાણી કાશીની જાત્રાએ નીકળ્યાં.

કાશીએ જઈ ગંગાને કિનારે પડાવ નાખ્યો. ગંગાના પવિત્ર જળમાં સ્નાન કરી રાણીએ ગાયોનાં દાન દેવાં માંડયાં. ગાયો રૂપાળી શણગારેલી હતી. સોનાની શીંગડીઓ હતી, રૂપાની ખરીઓ હતી, ત્રાંબાનો બરડો હતો ને ઉપર એક એક અંબર ઓઢાડયું હતું. સાંજ સુધીના ગાયોનાં દાન દીધાં. સાંજે છેલ્લી ગાયનું દાન દઈ રાણી ઊઠયાં.

છેલ્લી ગાય લઇ જનારને એક માંજરી આંખવાળો માણસ મળ્યો.

માંજરી આંખવાળો કહે : "એલા ભાઇ, આ ગાય ક્યાંથી લાવ્યો ?"

બ્રાહ્મણ કહે: "વાહ! તને ખબર નથી ? રઘુરાજાનાં પટરાણી આવ્યાં છે, તે સવારથી ગાયોનાં દાન કરે છે."

માંજરી આંખવાળો કહે: "હું જાઉં ? મને યે આપશે ને ?"

બ્રાહ્મણ કહે: "આ છેલ્લી ગાય હતી તે મને આપી દીધી છે. પણ જાને, આતો રાજાની રાણી છે. કાંઇ પાછે હાથે નહિ કાઢે."

માંજરી આંખવાળે રાણીની પાસે જઈને ગાય માગી.

ગાયો તો અપાઈ ગઈ હતી. પણ બ્રાહ્મણને કાંઇ ના પડાય? રાણીએ ગાયની નિમિત્તના વીશ રૂપિયા આપ્યા ને સંકલ્પ કરાવવા ચકમાંથી બહાર હાથ કાઢયો.

સોનાની શરણાઈ જેવો રાણીનો હાથ જોઇ એની બુદ્ધિ બગડી ને રૂપિયાને બદલે રાણીનો હાથ પકડી કહ્યું, "સ્વસ્તિ."

રાણી કહે: "અરરર ! આ તમે શું બોલ્યા ? તમે તો મારી જ 'સ્વસ્તિ' કહી ! હું તો રઘુરાજાની રાણી છું."

રાણી તો વિચારમાં પડી ગયાં કે હવે શું થાય ?

બ્રાહ્મણને લઈ રાણી અયોધ્યા ગયા. રઘુરાજાને બધી વાત કરી.

રઘુરાજા પણ વિચારમાં પડયા કે હવે શું કરવું ? બ્રાહ્મણે ' સ્વસ્તિ ' કહી નાખ્યું–હવે એને ના શી રીતે પડાય ?

રઘુરાજાએ પચાસે રાણીઓને 'સિંહાસને' બેસાડી, બ્રાહ્મણને બોલાવી કહ્યું, " તમે જે રાણીનો હાથ પકડયો હોય એને ઓળખી લ્યો ."

બ્રાહ્મણ જોવા લાગ્યો પણ ઓળખે ત્યારે ને ? પચાસેના રંગ સરખા, સરખો પહેરવેશ ને સરખો દેખાવ. બ્રાહ્મણ મુંઝાણો.

"રાજા, હું ઓળખતો નથી માટે પચાસે રાણીઓ મને આપી દે."

"રાજા કહે: બહુ સારૂ, ભૂદેવ. પણ તમે તો બ્રાહ્મણ છો અને આ તો રાણીઓ છે. તેમણે કોઈ દિવસ તડકો છાંયો જોયો નથી. તમારા ઝૂંપડામાં કેવી રીતે રહેશે ? આ રાજ પણ તમે જ રાખો."

રઘુરાજા રાજપાટ છોડી વનમાં ચાલ્યા ગયા. વનમાં ઋષિ મુનિની સેવા કરે પ્રભુનું ભજન કરે.

*  *  *  *

એકવાર વૈકુંઠમાં એક અમરફળ આવ્યું. વિષ્ણુ કહેઃ " મારે નથી ખાવું, શંકરને આપો."

શંકર કહે : મારે નથી ખાવું, બ્રહ્માને મોકલો."

બ્રહ્માએ ઇન્દ્રને મોકલ્યું. ઇન્દ્રે ઋષિ મુનિઓને મોકલ્યું.

ઋષિઓ કહે : "અમારે નથી ખાવું. અમારે અમર થઇને શું કરવું છે? જેને અમર થવું હોય તે ખાય. રઘુરાજા ઘણાં વરસથી આપણી સેવા કરે છે. વળી રાજા છે, લાખોનો પાળણહાર છે. એ અમર થાય તો સારૂં. એને આપો.

ઋષિઓએ રાજાને આપ્યું.

રાજા કહે : "મારે ખાઇને શું કરવું છે. લાવને પેલા બ્રાહ્મણને મોકલું. એ અમર થઇને ઝાઝું રાજ ભોગવશે."

રાજાએ બ્રાહ્મણને મોકલ્યું.

બ્રાહ્મણે વિચાર્યું: "અમરફળ હોય તો પોતે ન ખાઇ મને કાંઇ મોકલે ? આતો મને મારી નાખવા કાંઇક ઝેરી ફળ મોકલ્યું લાગે છે."

બ્રાહ્મણે પ્રધાનને આપ્યું. પ્રધાને ખાધું ને તે પચીશ વર્ષનો જુવાન બની ગયો."

બ્રાહ્મણને હવે અમરફળ ખાવાની ઇચ્છા થઇ. તેણે રઘુરાજા પાસે જઇ અમરફળ માગ્યું.

રાજા કહે: "એ તો વૈકુંઠમાંથી આવ્યું હતું તે તમને મોકલ્યું. બીજું નથી."

બ્રાહ્મણ કહે: "ચાલો ત્યારે વૈકુંઠમાં. ત્યાંથી અપાવો."

રાજાએ ઋષિઓને કહ્યું. ઋષિઓ કહે: "ચાલો ત્યારે ઇન્દ્ર પાસે. આપણને તો એ ઇન્દ્રે મોકલ્યું હતું."

બધા ઇન્દ્ર પાસે ગયા.

ઇન્દ્ર કહે: "મને તો બ્રહ્માએ આપ્યું હતું. ત્યાં જાઓ."

બધા બ્રહ્મા પાસે ગયા ને અમરફળ માગ્યું.

બ્રહ્મા કહે: "મને તો શંકરે મોકલ્યું હતું. ત્યાં જાઓ."

બધા ત્યાં ગયા.

શંકર કહે: "મને તો વિષ્ણુએ મોકલ્યું હતું. ચાલો વૈકુંઠમાં જઇએ."

બધા ઉપડયા, તે આવ્યા વૈકુંઠમાં અને કહ્યું: "મહારાજ! આ બ્રાહ્મણને અમરફળ જોઇએ છીએ તે આપો."

વિષ્ણુ ભગવાને એક દૂતને બોલાવીને કહ્યું: "આને એક અમરફળ આપો."

દૂત બ્રાહ્મણને લઇ ચાલ્યો.

રસ્તામાં કેટલાએક કુંડો આવ્યા.

બ્રાહ્મણ કહે: "આ કુંડો શેના છે?"

દૂત કહે: "અહીં તો જેવાં કર્મ તેવાં ફળ મળે છે. જેનાં સારાં કર્મો ન હોય તેને માટે આ કુંડો છે."

આગળ ગયા ત્યાં એક મોટો કુંડ આવ્યો.

બ્રાહ્મણ કહે : "આ કોને માટે ?"

દૂત કહે : "તમારા માટે."

તરતજ બ્રાહ્મણ પાછો વળ્યો. ત્યાં એક જગ્યાએ મહેલ ચણાતો જોયો. બ્રાહ્મણે પૂછ્યું: "આ કોને માટે છે ?" દૂત કહે: "રઘુરાજા માટે."

બ્રાહ્મણ પાછો રઘુરાજા પાસે ગયો ને કહ્યું: "રાજા, મારે તો બીજું કંઇ નથી જોઇતું. તારૂં પૃથ્વીનું રાજ તને પાછું આપું છું. મને તારૂં સ્વર્ગનું રાજ આપ, ને તારા માટે મહેલ ચણાય છે તે પણ આપ."

રઘુરાજા કહે: "ભલે મહારાજ, તેમ કરો."

રાજાએ સ્વર્ગનું રાજ્ય બ્રાહ્મણને આપ્યું.

સૌ સૌને ઘેર ગયા ને રાજા પોતાના રાજમાં પાછા આવ્યા.

## ઠઠમ્ ઠઠમ્ ઠમ્ ઠહ

રાજા ભોજ અને કાલીદાસ કવિ એક વાર શિકાર કરવા ગયા. શિકાર કરવા ગયા ને ભૂલા પડ્યા. ભૂલા પડ્યા અને જંગલમાં પડાવ નાખ્યો.

ભોજરાજાની રાણીનું નામ લીલાદેવી. ભોજરાજાને એવું નીમ કે લીલાદેવીનું મોઢું જોયા વિના અનાજ ન લેવું. હવે શું થાય? બપોર થયા હતા. ભૂખ લાગી હતી પણ ખવાય કેવી રીતે?

કાલીદાસે એક યુક્તિ શોધી કાઢી. એણે કહ્યું, "મહારાજ, તમારે તો મોઢું જોવું છેને! લ્યો હું લીલાદેવીનું ચિત્ર કાઢી આપું. તમે એ જોઇને પછી ખોરાક લઇ શકશો."

રાજા ભોજને એ વાત ગમી.

કાલીદાસ કવિએ લીલાદેવીનું ચિત્ર દોર્યું. ચિત્ર પૂરું થયું. છેવટે કાલીદાસે સરસ્વતીનું સ્મરણ કરી કહ્યું: "હે દેવી, આમાં ખોડ ખાંપણ હોય તો પૂરી કરજે."

ત્યાં તો કાળીદાસની કલમ ઉપડી ને રાણીની જમણી જાંઘ ઉપર એક ટપકું થઇ ગયું.

ભોજરાજા જોઇ રહ્યો. એના આશ્ચર્યનો પાર ન રહ્યો. "આ શું? રાણીની જમણી જાંઘ ઉપર કાળો તલ છે એ કાળીદાસને ક્યાંથી ખબર! કદાચ ભૂલથી ડાઘ પડી ગયો હશે?"

ભોજરાજાએ કહ્યું: "કવિ, બીજું ચિત્ર કાઢો જોઇએ."

કાળીદાસે બીજું ચિત્ર કાઢ્યું. ચિત્ર પૂરું થયું એટલે વળી એણે કહ્યું: "હે વિદ્યાદેવી, આ ચિત્રમાં અપૂર્ણતા હોય તો પૂરી કરજે."

અને વળી કાળીદાસના હાથે રાણીની જમણી જાંઘ ઉપર ટપકું થયું.

રાજાના ગુસ્સાનો પાર ન રહ્યો.

"હરામખોર, નિમકહરામ. મારા ઘરમાં રહીને મારૂં ઘર બગાડ્યું ?" રાજાએ કહ્યું.

કાળીદાસને કાંઇ ખબર નથી. રાજા શા માટે ગુસ્સે થયો એ પણ એ જાણતો નથી.

રાજાએ કાળીદાસને ત્યાંથી જ દેશનિકાલ કર્યો ને પોતે માર માર કરતો રાજમાં પાછો ફર્યો.

ત્રણ દિવસ થઈ ગયા છે. રાજા હજી આવ્યા નથી. લીલાદેવી રાજાજીની રાહ જુએ છે. એને પણ ત્રણ ઉપવાસ પડ્યા છે. ત્યાં તો ખબર પડયા કે રાજાજીની સવારી આવી પહોંચી છે.

રાણીના હરખનો પાર નથી. સોનાના થાળમાં પૂજાપો લઇ રાણી રાજાને વધાવા જાય છે, ત્યાં તો રાજા ઉઘાડી તલવારે ધબ ધબ કરતો દાદરાના પગથિયાં ચડે છે.

રાજાનું રોષભર્યું મોઢું જોઇ રાણી ધ્રૂજી ઊઠી છે. પૂજાપાનો થાળ પડી જાય છે ને તેમાંથી એક વાટકો નીચે પડે છે. વાટકો પડયો ને અવાજ થયો.

"ઠઠમ્ ઠઠમ્ 'ઠમ્' ઠહ."

વાટકો કોઇએ જોયો નહિ. માત્ર અવાજ સંભળાયો.

રાજા વિચારમાં પડયો. આ "ઠઠમ્, ઠઠમ્, ઠમ્ ઠહ. શું ?" ગુસ્સો ઊતરી ગયો. રાજા ત્યાંથી પાછો ફર્યો ને દરબાર ભર્યો. બધા પંડિતોને એણે આનો અર્થ ઉકેલવા કહ્યું, પણ કોઇ એનો અર્થ ઉકેલી શકયું નહિ.

હવે રાજાને કાળીદાસ પંડિતની ખોટ જણાઇ. એણે હુકમ કર્યો, "જાઓ જ્યાં હોય ત્યાંથી કાળીદાસને શોધી લાવો."

રાજાની ફોજ કાળીદાસ પંડિતને શોધવા નીકળી. ફોજ બધે ફરી વળી પણ કયાંઇ પંડિતનો પત્તો લાગે નહિ.

આખરે રાજા ભોજ પોતે પોતાનો રસાલો લઇ કાળીદાસ પંડિતને શોધવા નીકળ્યો.

ગામોગામ ફરે છે. ગામને પાદર તંબુ નાખે

છે અને બધા ગામ લોકોને બોલાવી રાજા હુકમ કરે છે:

"કાલે બપોરે બાર વાગે તમારે બધાને અહીં હાજર થવાનું છે. પણ જુઓ, હું કહું એવી રીતે આવવાનું છે. એવી રીતે નહિ આવો તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ."

"તમારે આવી રીતે આવવું "ભૂખ્યા યે નહિ ને ખાઇને યે નહિ. તડકે યે નહિ ને છાંયે યે નહિ. ઘોડે બેસીને યે નહિ ને ઘોડા ઉપર બેઠા વિના યે નહિ. હથિયાર લઇને યે નહિ ને હથિયાર વિના યે નહિ. સમજ્યા ? ખબડદાર જો ભૂલ થઇ છે તો. તમારા માથા ધડ ઉપર સલામત નથી."

ગામ લોકો ગભરાતા ને વિચાર કરતા ઘેર આવ્યા.

"એ તે કેમ બને ? રાજાને મારી નાખવા હોય તો ચાહન મારી નાખે. આવાં ખોટાં બહાનાં કાઢીને શું કામ મારે છે?"

"અને એમ તે કેમ બને ? ભૂખ્યા યે નહિ ને

ખાઇને યે નહિ, એમ કેવીરીતે જવું ?" "તડકા છાંયા વિના કાંઇ જવાય ?"

"અને હથિયાર વિના ને હથિયાર લઇને યે નહિ એમ કેમ જવાય ?"

"હા, અને ઘોડે બેસીને યે નહિ ને ઘોડા ઉપર બેઠા વિનાયે નહિ. કાંઇ વાત કરે છે ! રાજાનું ભેજું ગૂમ થઇ ગયું લાગે છે."

"એનું ભેજું ગૂમ થાય એમાં આપણું આવી બને ?"

આમ અનેકવિધ વાતો કરતા ગામ લોકો ચિન્તામાં પડયા છે. કાંઇ રસ્તો સૂઝતો નથી. "કાલ બપોરે આપણે માટે ઘાણીઓ તૈયાર થશે."

ભોજરાજાએ કાળીદાસને પકડવા માટેજ આવી યુક્તિ શોધી કાઢી હતી. રાજાને ખાતરી હતી કે જે ગામમાં કાળીદાસ કવિ હશે ત્યાંના માણસો જરૂર કાંઇક યુક્તિ શોધીને આવશે.

ગામમાં એક ચોરો હતો. ચોરામાં એક માતા રહેતી હતી. માતાને આખું ગામ પૂજતું ને

આપત વેળાએ એની સલાહ લેતું. માતાની બુદ્ધિ સરાણે ચડાવેલી હતી.

એક જણે કહ્યું, "ચાલોને માતા પાસે જઇએ. એ કાંઇક ઉપાય બતાવશે."

બધા માતા પાસે ગયા.

"માતાજી, બચાવો બચાવો. આ રાજા અમને મારી નાખવા તૈયાર થયા છે."

"પણ છે શું ? વાત તો કરો." માતાજીએ કહ્યું.

"આ જુઓને, કાલ બપોરે રાજા ભોજે આવી રીતે બોલાવ્યા છે. હવે અમારે શું કરવું ?"

માતાનું મોઢું મલક્યું. એને રાજાની યુક્તિ સમજાઇ ગઈ. એણે મનમાં કહ્યું: "હવે ફિકર નહિ. રાજાને જરૂર પડી છે."

માતાએ ગામ લોકોને કહ્યું; "ઓહો, એમાં શું ? હું તમને રસ્તો દેખાડું. પણ મારૂં નામ ન લેશો. જુઓ એમ કરજો. કાલ બપોરે બરાબર બાર વાગે તમારે રાજા પાસે જવું. માથે ચાળણી

ઓઢવી, ખભે સાંબેલું લેવું, લાકડીનો ઘોડો કરવો ને ખોઇમાં દાળિયા ને ધાણી લઇ ફાકતા ફાકતા તંબુએ જઇ પહોંચવું. સમજ્યાને !

માથે ઓઢેલી ચાળણીમાંથી તડકો છાંયો બંને પડશે એટલે તમે છાંયે ગયા યે નહિ કહેવાઓ અને તડકે ગયા યે નહિ કહેવાઓ. લાકડીનો ઘોડો, ઘોડો યે કહેવાય અને ન યે કહેવાય. સાંબેલું ઉપાડીને માથામાં માર્યું હોય તો માણસ ફરીવાર પાવળું પાણી યે ન માગે. એટલે હથિયારે ખરૂં ને હથિયાર નહિ પણ ખરૂં. અને ધાણી દાળિયા ફાકતા જશો એટલે ભૂખ્યાયે નહિ કહેવાઓ અને ખાધુંયે નહિ કહેવાય !"

બધા માતાની અક્કલ ઉપર આફરીન થઇ ગયા. અને વાહ ! વાહ ! બોલતા ઘેર આવ્યા.

બીજે દિવસ થયો. બપોરના બાર વાગ્યા ને સરઘસ ચાલી નીકળ્યું.

માથે ચાળણી ઓઢી છે, ખભે સાંબેલાં રહી ગયાં છે, લાકડીનો ઘોડો એક હાથે પકડ્યો છે ને એક હાથે ધાણી દાળિયા ફાકે છે.

રાજા તંબુમાંથી જોઇ રહ્યા છે. જોઇ રહ્યા છે ને ખડખડ હસી પડયો છે. "નક્કી આ ગામમાં કાળીદાસ લાગે છે.

રાજાએ પૂછ્યું, "એલા, આ કોણે શીખવ્યું ?"

બધા કહે, "બાપુ, કોઈએ નહિ. અમારી મેળે સૂઝકો પડયો."

રાજા કહે, "ખોટી વાત. સાચું બોલો છો કે નહિ? કોણે શીખવ્યું? નહિતર આ ઘાણીઓ તૈયાર જ છે."

બહુ ડરાવ્યા એટલે એકે કહ્યું; "બાપુ, એતો અમારા ગામમાં એક માતા રહે છે એણે કહ્યું."

"ઠીક જાઓ. હવે તમારૂં કામ નથી." રાજાએ કહ્યું.

ગામલોકો ઘેર બેઠા. રાજા ચોરે આવ્યો. માતાને જોઇ એણે કહ્યું :

"બહુ કર્યું પંડિત! હવે આ કપડાં કાઢી નાખો ને તમારાં અસલ કપડાં પહેરી લ્યો. તમારે માતાનાં કપડાં પહેરવાં પડયાં ?"

" શું કરીએ ધણી રૂઠે ત્યારે એમ જ કરવું પડે ને !"

" પણ તમને તો દેશ નિકાલ કર્યા હતા ને તમે અહીં કેમ રહ્યા ? " રાજાએ કહ્યું.

" મહારાજ, મને ખાતરી જ હતી કે તમને મારા વિના ચાલવાનું નથી. એટલે હું વેશ બદલી અહીં રહ્યો. તમારે જરૂર પડે તો મને દૂર શોધવા ન જવું પડે."

ગામ લોકોને ખબર પડી કે માતા તો કાળીદાસ પંડિત હતા. સૌ એને મળવા આવ્યા ને રાજા પંડિતને પોતાની રાજધાનીમાં લાવ્યા.

રાજધાનીમાં આવી રાજાએ કહ્યું; " એક વાત સમજાતી નથી એટલે તમારી જરૂર પડી છે. શિકારેથી પાછા ફર્યા પછી હું દાદર ચડતો હતો ત્યાં અવાજ સંભળાયો.

" ઠઠમ્, ઠઠમ્, ઠમ્, ઠઃ. " એનો અર્થ સમજાવશો ?

કાળીદાસને કલ્પનાથી બધું સમજાઇ ગયું. એણે રાજાને બધી વાત સમજાવી. રાજા મૂઢ બની

કાળીદાસ સામે જોઇ રહ્યો. તપાસ કરતાં દાદર પછવાડેથી વાટકો મળી આવ્યો.

રાજા કહે, " એતો ઠીક, કાળીદાસ, પણ તેં લીલાદેવીના ચિત્રમાં જમણી જાંઘ ઉપર કાળું ટપકું કર્યું ?"

કાળીદાસને તરત જ રાજાના ગુસ્સે થવાનું કારણ સમજાઇ ગયું.

તેણે કહ્યું; " મહારાજ. મને કાંઇ ખબર નથી. પણ ચિત્ર પૂરૂં થયા પછી હું સરસ્વતી દેવીને પ્રાર્થના કરતો હતો કે ચિત્રમાં અપૂર્ણતા હોય તો પૂરી થાય. એટલે એમ બન્યું હશે. માતાજી તો હાજરાહજુર છે."

રાજાને કાળીદાસના નિર્દોષપણાની ખાતરી થઇ.

❧

# શેરને માથે સવાશેર

એક હતો રજપૂત.

રજપૂત તીર મારવામાં ભારે જબરો. એનું તીર એટલે રામબાણ. ખાલી જાય જ નહિ.

તેની આ હોશિયારીથી રાજાએ તેને ઉમરાવની પદવી આપી.

રજપૂત રોજ સવારે જાડો રગડ જેવો કસૂંબો પીએ, તાજો માજો થાય અને પછી રજપૂતાણીને કહે, "રજપૂતાણી, જરા મારી સામે દસ કદમ દૂર ઊભા રહો."

રજપૂતાણી સામે ઊભી રહે ને રજપૂત રજપૂતાણીનાં કાનમાં પહેરેલી ઝાલને નિશાન તાકી કાનની બહાર કાઢી નાખે.

પછી કહે "કાં રજપૂતાણી, મારા જેવો કોઇ બળિયો છે ?

રજપૂતાણી કહેશે "ના,"

રજપૂતાણી તો રોજ સુકાતી જાય. એને એમ થાય કે જો કોઇક દિ આ નિશાન ચૂકશે તો મારા બાર વાગી જશે.

પાડોશમાં જ એક શેઠ રહે. એક વાર શેઠાણીએ રજપૂતાણીને ગોખમાં બેઠેલી જોઇ. એણે પૂછ્યું: "હેં બહેન, તમે દિવસે દિવશે સુકાતા કેમ જાઓ છો ? એવું તે શું દુઃખ છે ?"

રજપૂતાણી કહે, "કાંઇ નહિ બહેન."

શેઠાણી કહે, "ના ના, કહોતો ખરા. તમારા મનમાં કાંઇક દુઃખ છે. આપણે તો પાડોશી એટલે સગા જેવા જ કહેવાઇએ. તમે મને કહો હું તમને કહું. ઇ તો એમ જ ચાલે. માટે જે હોય તે કહો. મારાથી બનશે તો હું તમને મદદ કરીશ."

શેઠાણીની વાત સાંભળી રજપૂતાણીને થયું કે લેને કહું, એમાં શું વાંધો છે?

રજપૂતાણીએ રજપૂતના નિશાન તાકવાની વાત કહી.

શેઠાણી કહે, "બસ એજ ને! ચાલો હું તમને એનો રસ્તો દેખાડું. હવે જ્યારે તમને પૂછે કે 'મારા જેવો બળિયો છે?' ત્યારે તમારે કહેવું કે શેરને માથે સવાશેર હોય જ સમજ્યાને."

રજપૂતાણી કહે "ઠીક."

બીજે દિવસે રજપૂતે નિશાન મારી કાનમાંથી ઝાલ કાઢી નાખીને પૂછ્યું; "કાં, રજપૂતાણી મારા જેવો કોઇ બળિયો છે?"

રજપૂતાણી કહે, "હા, શેરને માથે સવાશેર હોય જ."

રજપૂત કહે, "હેં? મારાથી વળી બળિયો કોણ છે? બસ મારે હવે એ શેરને માથે સવાશેરને શોધવા જવું."

એમ કહી રજપૂત પોતાનાથી વધારે બળવાનની શોધમાં નીકળી પડયો. રજપૂતાણી થોડા દિવસ માટે તો નિશાનમાંથી બચી ગઇ.

રજપૂત ચાલ્યો જાય છે. ચાલતાં ચાલતાં એને રસ્તામાં એક માણસ સામો મળ્યો. તેણે કહ્યું; "કાં ઠાકોર કેણી કોર ?"

રજપૂત કહે, "શેરને માથે સવાશેર શોધવા."

"તમે શું જાણો છો ?"

"મારૂં નિશાન ખાલી જાય જ નહિ."

"ત્યારે ઊભા રહો. જુઓ હું આ તીર મારૂં છું." એમ કહી એણે તીર માર્યું ને નીચે ગોળ કૂંડાળું કર્યું. પછી કહ્યું; "કાલ બરાબર આજ જે તીર મેં માર્યું છે તે આ કૂંડાળામાં પડશે."

રજપૂત કહે, "હેં ! શું વાત કરો છો ? એવું તે બનતું હશે ? ચોવીશ કલાકે તીર આ કૂંડાળામાં પડશે !"

રજપૂત ત્યાં રોકાણો. બીજે દિવસે બરાબર જે વખતે તીર માર્યું હતું તેજ વખતે તે કૂંડાળામાં આવી પડયું. રજપૂતનો અહંકાર ઊતરી ગયો.

રજપૂત કહે, "ભાઇ, તું બરાબર શેરને માથે સવાશેર મળ્યો. તારા જેવો બળથી બાણ મારવા

વાળો કોઇ જોયો નહિ. આજથી આપણે બે મિત્રો, હું તીરબાજ તું બળબાજ. ચાલ હવે આપણે શેરને માથે સવાશેર જોવા જઇએ. તારા કરતાં યે કોઇ બળવાન છે કે નહિ ?"

બન્ને મિત્રો ચાલી નીકળ્યા.

રસ્તામાં એક ઝાડ આવ્યું. તેના ઉપર એક ભરવાડ ચડયો હતો. તેનાં ઢોર છૂટાં ચરતાં હતાં. બીજા ગોવાળિયા પણ સાથે હતા.

ઝાડ ઉપરથી જોતાં જોતાં ભરવાડે બીજા ગોવાળિયાને કહ્યું; "એલા હે, દીલ્લીમાં આગ લાગી. જો બજાર સળગી. એ દુકાનો સળગવા લાગી. અહાહાહા, કાંઇ માણસો ભેળા થયા છે માણસો ભેળા થયા છે ! એ બધા દોડા દોડ કરવા લાગ્યા. અરરર, બિચારાં કેટલાંક બળી મર્યાં. એ હવે બાદશાહના મહેલ સુધી આગ પહોંચી ગઇ."

બળબાજ અને તીરંદાજ આ બધું સાંભળતા હતા. કયાં દીલ્લી ને કયાં આ ભરવાડ. ગાંડો તો નહિ થઇ ગયો હોય ને !

"એલા શું બોલે છે? દીલ્લીમાં આગ લાગી એ તને અહીં દેખાય છે?"

ભરવાડ કહે, "જાઓ દીલ્લીમાં જઇને તપાસ કરો કે બરાબર આ દિવસે આજ વખતે ત્યાં આગ લાગી છે કે નહિ."

પેલા બન્ને મિત્રો તો આ સાંભળી દિંગજ થઇ ગયા. તેઓ કહે, "આ આપણને શેરને માથે સવાશેર મળ્યો."

"એલા ભાઇ ભરવાડ, અમે શેરને માથે સવાશેર શોધવા નીકળ્યા છીએ. હવે તું યે અમારી સાથે ચાલ, જોઇએ હવે કોઇ શેરને માથે સવા-શેર નીકળે છે."

ભરવાડ કહે "ચાલો ત્યારે, આપણી ક્યાં ના છે."

એમ કહી ત્રણે ચાલી નીકળ્યા.

ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું. ગામના દરવાજામાં પેસતાં જ એક માણસ સામો મળ્યો. ત્રણે મિત્રોને જોઈ એણે કહ્યું. "રામ રામ" જવાબ મળ્યો. "રામ રા...મ"

"ક્યાં રહેવું ભાઇ?"

રહેવું તો આઘે. પણ શેરને માથે સવાશેર શોધતા શોધતા અહીં આવી ચડયા છીએ.

"એમ હોય તો ઊભા રહો. હું હંમેશાં આબુમાં ઝાડેફરવા જાઉં છું, જઇને આવું ત્યાં સુધી અહીં દરવાજામાં બેસજો. પછી આપણે વાતો કરશું."

ત્રણે જણા આ સાંભળી હેબતાઇ જ ગયા. "આ તે શું? ક્યાં આબુ ને ક્યાં આ માણસ! આતે બોલે છે કે બકે છે?"

ભરવાડ નજરબાજ હતો. તે કહે, "ફિકર નહિ મને જોવા દો. એ સાચું બોલે છે કે ખોટું એની હમણાં ખબર પડશે."

પેલો માણસ તો ચાલી નીકળ્યો ને ભરવાડ ઝાડ ઉપર ચડી જોવા લાગ્યો. પણ એતો બરાબર આબુમાં જ પહોંચ્યો, અને થોડી વારે જઇને પાછો પણ વળ્યો.

ભરવાડ કહે, "માળો, સાચો તો ખરો હો. આબુમાં જઇને પાછો એ ફર્યો. એ હાલ્યો આવે."

તીરંદાજ અને બળબાજ મોઢું વકાસી સાંભળી રહ્યા.

ત્યાં તો પેલો આવી પહોંચ્યો.

ત્રણે મિત્રો કહે, "ભાઇ, તું તો ભારે ગતિબાજ! અમારા કરતાં તું જબરો ઠર્યો.

પછી ચારે મિત્રો આગળ ચાલ્યા. વચ્ચે એક ગામ આવ્યું.

ગામના રાજાને પતનો રોગ થએલો.

વૈદે કહ્યું કે "જો કોઇ એક પહોરમાં ગંગોતરી જઇ ગંગાજળ લઇને પાછો ફરે અને એનાથી રાજાને નવરાવીએ તો રાજાનું શરીર કંચન જેવું થઇ જાય."

રાજાએ ગામમાં ઢંઢેરો ટીપાવ્યો. "જે કોઇ એક પહોરમાં ગંગોતરી જઇ ગંગાજળ લાવી આપશે એને અર્ધું રાજ આપીશ ને મારી કુંવરી પરણાવીશ."

ચારે મિત્રોએ આ ઢંઢેરો સાંભળ્યો. તેઓ દરબારમાં ગયા ને કહ્યું કે "અમે ગંગાજળ લાવી આપીએ."

ગતિબાજ ગંગાજળ લેવા ગયો. નજરબાજ સાતમે માળે ચડી જોવા લાગ્યો ને જોઇને બધાને કહેવા લાગ્યો.

"રાજની હદ તો છોડી દીધી. અમદાવાદ પહોંચ્યો. મુંબઇ પહોંચ્યો. આ દેશમાં પહોંચ્યો ને પેલા દેશમાં પહોંચ્યો. હવે હિમાલયમાં પહોંચ્યો, ગંગોતરીએ પહોંચ્યો. એ ગંગાજળ ભર્યું ને પાછો એ ફર્યો. આવે છે હો કે. હવે તો રાજની હદમાં એ આવી પહોંચ્યો. એ હાલ્યો આવે.

એક વડલો આવ્યો. વડલાની ડાળ ઉપર ગંગાજળનો ઘડો મૂકી વડલા હેઠે સૂઇ ગયો."

ક્યારે જાગે છે એની વાટ જોતો ભરવાડ બોલી ઊઠયો.

"એલા. ભારે થઇ, વડલાના થડમાંથી મોટો જાજરમાન કાળોતરો નાગ નીકળ્યો. હથેળી જેવડી તો એની ફેણ છે ને પાંચ હાથ લાંબો છે. ભૂંડી થઇ. હવે શું થાશે? રાજાએ નહિ બચે ને આપણો ભાઇબંધ મરી જશે. ઇ તો ભર ઊંઘમાં સૂતો છે. હમણાં નાગ એની પાસે જશે ને ફૂટકાવશે. અડે

એટલી જ વાર છે. પછી એ પાવળું માણીએ નહિ માગે."

બળબાજ કહે, "ફિકર નહિ. તું મને બરાબર જગ્યાનું નિશાન આપ અને કેટલા ગાઉ દૂર છે એ કહે એટલે હું બાણ મારીને નાગને મારી નાખીશ."

ભરવાડના કહેવા પ્રમાણે બળબાજે બાણ માર્યું. નાગ મરો ગયો.

થોડીવારે ગતિબાજ ઊઠયો ને ગંગાજળને। ઘડો લઇ ચાલવા જાય છે ત્યાં નાગને પોતાની પાસેજ મરેલો દીઠો. તરત જ એ સમજી ગયો કે આ તો મારા મિત્ર બળબાજના જ કામ. એણે નાગને ન માર્યો હોત તો હું જીવતો ઊઠત નહિ. મરી ગએલા નાગને હારે લઇ એ ચાલી નીકળ્યો.

ભરવાડ કહે, "લ્યો, ઇ તો ઊઠયો ને હારે મરી ગએલા નાગને પણ લીધો. ઝપાટાબંધ આવે છે. હવે તો સાવ નજીક આવી ગયો."

એમ કહી સાતમે માળેથી નીચે ઊતર્યો. ત્યાં

તો ગંગાજળ લઇને ગતિબાજ આવી પહોંચ્યો ને ગંગાજળનો ઘડો રાજા પાસે મૂક્યો.

ગતિબાજ કહે, "મહારાજ, જો મારા મિત્ર આ નાગને મારી મને ન બચાવ્યો હોત તો આપણે બન્ને મરણને શરણ થાત. હું મરી જાત એટલે ગંગાજળ આવત નહિ અને ગંગાજળ ન આવત એટલે આપ પણ ન બચત."

રાજાએ ગંગાજળથી સ્નાન કર્યું. એની કાયા કંચન જેવી થઇ ગઇ.

ચારેને અર્ધું રાજ આપ્યું. ને ગતિબાજને કુંવરી પરણાવવાનું કહ્યું, પણ ગતિબાજે કહ્યું કે રાજકુંવરી તો અમારી બેન છે. એને કોઇ સારા રાજા સાથે પરણાવજો.

ચારે મિત્રો ત્યાં રહી સુખથી પોતાને મળેલું રાજ કરવા લાગ્યા.



# કીને ગોતો છો?

એક કણબી હતો. એક કણબણ હતી. ઘેર જાડી એવી ખેડ હતી. સાંતી હતું બળદ હતા. સાથી હતો.

એકવાર કણબણે કહ્યું, "પટેલ, મારે તો પીલામની સાડી પહેરવી છે. આજ ને આજ લઇ આવો."

પટેલ કહે, "અરે, પટલાણી, એમ કાંઇ અવસર વિના પીલામની સાડી લેવાતો હશે? ગગાના લગન થાશે ત્યારે લેશું."

પટલાણી કહે, "ના, મારે તો આજે ને આજે જોઇએ. આજને આજ લાવો."

પટેલ તો ગયા ને સારી મજાની પીળી ધમરક જેવી પીલામની સાડી લઇ આવ્યા. પટલાણી જોઇને રાજી થયા.

પટલાણીને સાડી પહેરવાનો બહુ કોડ હતો. એતો બીજે દિવસે સાડી પહેરીને પટેલને ભાત દેવા ચાલ્યાં. સાડીના છૂટા છેડા ફગ ફગતા જાય છે ને પટલાણી ચાલ્યાં જાય છે. ત્યાં રસ્તામાં એક બોરડીનું જાળું આવ્યું ને સાડીનો એક છેડો જાળામાં ભરાયો. પટલાણી એક બાજુથી કાઢે ત્યાં બીજી બાજુ ભરાય અને બીજી બાજુથી કાઢે ત્યાં ત્રીજી બાજુ ભરાય. એમ કરતાં અર્ધી સાડી જાળામાં ભરાઇ ગઇ. આખરે પટલાણી થાકયાં ને અર્ધી સાડી ફાડી રસ્તે પડયાં.

પટેલે પટલાણીને આવતાં જોયાં. અર્ધી સાડી ઓઢી છે ને ચાલ્યાં આવે છે.

પટલાણીએ ભાત ઉતાર્યું એટલે પટેલે પૂછ્યું, "અર્ધી સાડી કેમ ઓઢી છે? અર્ધી કયાં ગઇ? ફાડી કેમ નાખી?"

પટલાણી કહે, "ઈ તો તમારી બેન અર્ધી સાડી લઇ ગયા."

પટેલ કોસ હાંકતા હતા. બળદને ઊભે કોસે મૂકી એ તો બેનને ઠપકો આપવા દોડયા. એમ

તે ક્યાંઇ હોય! સાડી જોતી'તી તો બેને મને કેમ ન કીધું? હું એને બીજી લઇ દેત. અને લેવી'તી તો આખી લેવી'તી. કટકા કરીને બેઇનું બગાડયું."

પટેલ તો બેનને ઘેર ગયા. ભાઇને ભાળીને બેન સામી ગઇ ને દુઃખડાં લીધાં.

બેન કહે, "અહોહો! ભાઇ, આજ તો કાંઇ ભૂલ્યો? તું તો ઘણાં દિ યે આવ્યો!"

ભાઇ કહે, "ભૂલા શું પડે કપાળ? તને તે કાંઇ ખબર જ ન પડે? વહુની અડધી સાડી ફાડી લીધી તે મને કીધું હોત તો હું તને બીજી લઇ આપત. કટકા કરી બેઇનું બગાડયું."

બેન બિચારી આ બધું સાંભળી વિચારમાં પડી ગઇ.

બેન કહે, "અરે ભાઇ, સાડી કેવી ને શું કાંઇ! મને તો ખબરે નથી! તું વળી વહુ સારૂ ક્યારે સાડી લાવ્યો'તો? મેં તો નજરે ય ભાળી નથી. ને હું શું કામ ફાડી લઉં?"

ભાઇ બિચારો ભોંઠો પડયો.

"શું...........ખોટી વાત કરી લાગે છે."

એતો મૂંગો મૂંગો ચાલી નીકળ્યો. રસ્તામાં એક ઠેકાણે પીળું પીળું ભાળ્યું. પાસે જઇને જુએ. તો ઓરડીના જાળામાં અર્ધી સાડી ચોટેલી. પટેલ ગુસ્સે થઇ ખેતરે ચાલ્યા.

હવે એમ થયું કે પટેલ બેનને ઠપકો આપવા ગયા ને પટલાણી ભાત પાસે બેઠાં હતાં. ત્યાં તો કોસે જોડેલા બળદો મૂતર્યા. પટલાણી જરા અક્કલની ખાણુ હતાં. મનમાં કહે, "અરર! બળદિયાના પેટ ફૂટી ગયાં! હવે શું થાશે! લાવ પેટે પાટા બાંધી દઉં."

બીજું તો કાંઇ હતું નહિ એટલે ઓઢેલી સાડીના બે કટકા કરી બેઇ બળદીયા ને પેટે બાંધી દીધા ને પોતે એક ઝાડની ઓથે જઇને બેઠાં.

ત્યાં તો પટેલ આવ્યા ને પીળા ધમરક જેવા બળદને દીઠા. ચારેકોર નજર ફેરવે છે પણ ક્યાંઇ પટલાણી દેખાતાં નથી. પટેલને રોમરોમ ક્રોધ વ્યાપી ગયો છે.

ત્યાં પટલાણી ઝાડની આથેથી બોલ્યાં, "એ કિને ગોતો સો ? "

પટેલ કહે, "આ બળદને પેટે શું બાંધ્યું છે ? અડધી સાડી તો બોરડીના જાળામાં ભરાવીને મારી બેનનું ખોટું નામ લીધું ? નાહકનો મને આંટો ખવરાવ્યો ? ને વળી આ બળદને પેટે પાટા શું કામ બાંધ્યા ? તને તે કે દિ અક્કલ આવશે ?"

પટલાણી કહે, "તે બોરડી ઇ તમારી બેન જ કે'વાય ને ! મને શી ખબર તમે ત્યાં વઢવા જાશો ? ને બળદના તો પેટ ફૂટી ગ્યાં'તાં પેટ ! સો રૂપિયાની જોડી ઘડીકમાં ઢળી પડત ઈ કાંઇ તમને ખબર છે ? વઢવા માંડો સો તે ! મેં પાટા ન બાંધ્યા હોત તો બળદને તમે જીવતા ન ભાળત."

પટલાણીની મૂર્ખાઇ ઉપર પટેલ દુઃખી થયા ને બોલ્યા, "માણસના ઘરમાં બાયડું હોય તે કેવી ડાયું હોય; એક કણના બે કણ કરે ને તેને તો કાંઇ ભાન જ નથી. જા હવે ઘરે જા."

પટલાણી ઘરે આવ્યાં. ઘેર આવીને વિચાર કરે

છે, "માળું, આજ પટેલ બહુ વઢયા. એને કેમ રાજી કરૂં ? હા, ઇ કેતા'તા, 'માણસની બાયડું એક કણુના બે કણુ કરે' લાવને હું યે એમ કરૂં. સાંજે પટેલ આવશે ત્યારે જોઇને રાજી થશે."

પટલાણીએ તો જાર, બાજરો ને ઘઉંની કોઠીયું ખાલી કરીને માંડયું ભરડવા. એક કણુના બે કણુ. એક કણુના બે કણુ.

સાંજ પડી ને પટેલ ઘેર આવ્યા. અનાજના ભરડકાનો ઢગલો જોઇ બોલ્યા, "અરરર! આ શું કર્યું ? આટલું બધું ભડકું કોને ખવરાવવું છે ?" પટલાણી કહે, "તમે નો'તું કીધું કે માણુસની બાયડું એક કણુના બે કણુ કરે તે હું એક કણુના બે કણુ કરૂં છું. જુઓ બરાબર બબ્બે જ ફાડા કર્યા છે ને!"

પટેલ કહે, "હવે રાખ જોગમાયા, આ બધું ઢોરને ખવરાવજે ને હવે મે'રબાની કરી ખાવા જેટલા દાણા રાખજે. ઘરમાં પગ ખોડીને રૈ'તાં તો આવડે નહિ ને કહીએ એટલું ઊંધું સમજે."

પટલાણીએ તો માનેલું કે પટેલ રાજી થશે ત્યાં તો પટેલનો ઠપકો મળ્યો.

બીજે દિવસે પટેલ ખેતર ગયા. એટલે પટલાણી વિચાર કરવા લાગ્યાં, "એણે કીધું કે પગ ખોડી ને રે'તાં નથી આવડતું. એને યે બતાવી આપું કે પગ ખોડીને રે'તાં આવડે છે કે નહિ."

પટલાણીએ તો ઘર વચ્ચે બે ખાડા ખોદ્યા ને ખાડામાં પગ ખોડી ઊભાં રહ્યાં. સાંજ પડી ને પટેલ આવ્યા. જુએ છે તો ઘર વચ્ચે પગ ખોડીને પટલાણી ઊભાં છે.

"એલી આ શું કર્યું?"

" તે તમે ન'તું કીધું કે પગ ખોડીને રે'તાં નથી આવડતું. તે જુઓ જોઇએ પગ ખોડીને રહી છું કે નહિ?"

પટેલને રોમ રોમ ઝાળ થઈ. તે બોલ્યા, "આમ પગ ખોડીને રે'વાતું હશે? માણસની બાયડું ઘજે પૂજાય ત્યારે તું પગ દાટીને ઊભી. લે હવે રોટલા ઘડ. ભૂખ લાગી છે. ભાન વિનાની."

પટેલ કાંઇ રાજી ન થયા ને પટલાણી દુઃખી થયાં.

બીજે દિવસે પટલાણીએ ઘરે પૂજાવાનો વિચાર કર્યો. ઘરમાં માતાનો મઢ હતો. મઢની માતાઓને નાખી એક કોર ને પોતે સિંદૂર ચોપડી મઢમાં બેસી ગઈ. પાસે બે ઘીના દીવા કર્યા.

સાંજ પડી ને પટેલ ઘેર આવ્યા. ઘરમાં પટલાણીને દીઠા નહિ એટલે ગોતવા માંડયા.

ત્યાં તો પટલાણી મઢમાંથી હળવેથી બોલ્યાં, "એ કોને ગોતો સો?"

"એ તમને. તમે ક્યાં મુવા છો?"

"તે હું તો અહીં માતાના મઢમાં માતા થઈને બેઠી છું."

"અરરર! બધી માતાઓને ક્યાં નાખી? રાં... તને આવું કરવાનું કોણે કીધું'તું?"

તમે ન'તું કીધું કે માણસની બાયડું ઘરે પૂજાય તે હું માતા થઇ. લ્યો હવે મારી પૂજા કરો!"

પટેલના દુઃખનો પાર ન રહ્યો. "હવે આનું તે કરવું શું ?"

પટેલ કહે, "કૂવામાં પડ કૂવામાં. મારો તો તેં જીવ લીધો, રોજ કાંઇને કાંઇ ધાંધલ કર્યું જ છે."

બીજે દિવસે પટેલ ખેતરે ગયા ને પટલાણી પટેલના કહેવા પ્રમાણે કૂવામાં પડયાં ને એક ઝાડનું મૂળિયું પકડી ઊભાં રહ્યાં.

સાંજ પડી ને પટેલ ઘેર આવ્યા. પટલાણીને દીઠાં નહિ. પટેલને લાગ્યું કે જરૂર કૂવામાં પડી હશે. અરરરર! ભૂંડી કરી આ બાયડીએ. ખોરડાનું નળિયું યે નહિ રહેવા દે.

એ તો ગોતાગોત કરવા મંડયા. ત્યાં તો કૂવા-માંથી કોઇ બોલ્યું; "એ કીને ગોતો સો ? હું તો આ વાડાના કૂવામાં શું. હવે કાઢો. મારા તો મળિયું પકડીને હાથ દુઃખવા આવ્યા."

પટેલ કહે, "તે ન્યાં તારૂં શું દાટયું'તું !"

પટલાણી કહે, "તે તમે ન'તું કીધું કૂવામાં પડ. તે હું કૂવામાં પડી. તમે જેમ કો

એમ કરૂં તો યે તમે તો વઢ્યા જ કરો છો. મારે તે તમને કેમ રાજી કરવા ?"

પટેલ કહે, "માવડી, હવે તું તારા બાપને ઘેર જા. મારે તારૂં કામ નથી. આ તે શી રોજ ઊઠીને માથાફોડ."

પટલાણીને વળાવી પટેલ નિરાંતે રહ્યા.



# એક રાજા

એક રાજા હતો. એણે બ્રહ્મહત્યા કરી. એનું રાજાને પાપ લાગ્યું. રાજાને કોઇએ કહ્યું કે "આવતા જન્મમાં તમે સૂવર થશો." રાજાના દુઃખનો પાર ન રહ્યો. "અરર, આવા સુખમાં ઊછરેલો ને ઉકરડા વરખોળતા ડુક્કરનો અવતાર કેમ નીકળશે?" રાજા ઘરડો થયો ને મરવા સૂતો, પણ જીવ કેમે જાય નહિ. મનમાં એમજ થાય કે "આ ફૂલની પથારી ક્યાં ને એ ગંધાતો ઉકરડો ક્યાં?"

બધાં કહેવા લાગ્યાં, "રાજાનો જીવ જતો નથી. હવે તો છૂટી જાય તો સારૂં."

રાજાને ચાર કુંવર હતા. ચારે ભેળા થયા ને કહે, "બાપુ, તમારો જીવ કેમ જતો નથી? જે હોય તે અમને કહો."

રાજાએ આંખ ઉઘાડી જોયું. ચારે કુંવરને જોયા.

"બધાંને બહાર કાઢ, પછી વાત કરૂં."

બધાં બહાર ગયાં.

રાજા કહે, "આવતા જન્મમાં હું ડુક્કર થવાનો છું. એ દુઃખે મારો જીવ નથી જતો. ડુક્કરનો અવતાર મારાથી કેમ ભોગવાશે?"

કુંવરો કહે, "કાંઇ ઉપાય હોય તો બતાવો. અમે કરશું."

રાજા કહે, "આજથી તેર મહિના પછી હું અમુક જંગલમાં ડુક્કર થઇશ. તમે મને ત્યાં આવી મારી નાખવાનું વચન આપો તો મારો જીવ જાય."

ત્રણ કુંવર કહે, "અમારાથી એ ન બને." પણ સૌથી નાનો હતો તે કહે, "હું મારીશ. તમારા જીવને દુઃખ મટતું હોય તો. પણ તમને ઓળખવા કેવી રીતે?"

રાજા કહે, "મારા કપાળથી તે ઠેઠ પૂંછડાં સુધી ધોળો લીટો હશે." એમ કહી રાજાએ આંખ ફેરવી.

તેર મહિના થયા. નાનો કુંવર હાથમાં ભાલું લઇ ચાલી નીકળ્યો. જંગલમાં ગયો. ઘણાં સૂવર દીઠાં પણ ધોળા લીટાવાળું દેખાયું નહિ. કુંવર તો આગળને આગળ ચાલ્યો જ જાય છે. ચાલતાં ચાલતાં એક જગ્યાએ એક ધોળા લીટાવાળું ડુક્કર જોયું. ફરતાં બીજાં ચાર પાંચ ડુક્કર વીંટાયેલાં હતાં. કુંવરે બંદૂકનું નિશાન તાક્યું ને કહ્યું: "ગયા જન્મમાં તું મારો બાપ હતો. ને મરવા વખતે તને મારવાનું મેં વચન આપ્યું છે માટે મારૂં છું."

સુવરને વાચા થઇ ને કહ્યું, "મને મારીશ નહિ. રાજા હતો ત્યારે મને લાગતું હતું કે એવો હલકો અવતાર કેમ ભોગવાશે, અને એ વિચારે જ તમારી પાસેથી વચન લીધું કે મને મારી નાખજો. પણ અહીં તો મઝા છે. જોને આ બધાં કેવા મને વીંટાઇને ઊભાં છે. મને કાંઇ દુ:ખ નથી. માટે તું પાછો જા."

કુંવર તો વિચાર કરતો પાછો ચાલ્યો. "ગમે તેવા હલકા અવતારમાંથી પણ કોઇને મરવું નહિ ગમતું હોય?"

# બે રાજકુંવર

એક હતો રાજા. તેને બે કુંવર.

કુંવર મોટા થયા ને તીરકામઠું મારતા શીખ્યા. એક વખત નગરશેઠની દીકરી પાણી ભરીને આવતી હતી. કુંવરે એના બેડામાં તીર માર્યું. બેડું ફૂટી ગયું ને નગરશેઠની દીકરીનાં લૂગડાં તરબોળ થઇ ગયાં.

ઘેર આવી તેના બાપને કહે, "મને રાજાના કુંવરે તીર માર્યું. બસ મારે હવે જમવું નથી. આજ તો તીર માર્યું ને કાલ તો કોણ જાણે શું યે કરે ?"

નગરશેઠને ખૂબ રીસ ચડી. આખી નાતને ભેળી કરીને કહ્યું, "રાજાના કુંવર બહુ બાંગરા થઇ ગયા છે. આજે મારી દીકરીનું

એનું ફોડયું ને કાલ બીજાનું ફોડે? આપણે એવા રાજમાં રહેવું નથી.”

આખી નાત તૈયાર થઇ ગઇ. ઘરની ઘર વખરી ગાડામાં ભરી સૌ અડધી રાતે ચાલી નીકળ્યા. દરવાજે આવ્યા ત્યાં દરવાજા બંધ.

દરવાન કહે, “ કોણ છે ઇ? ”

નગરશેઠ કહે, “ એ તો હું નગરશેઠ. મને નથી ઓળખતો? દરવાજો ઉઘાડ. ”

દરવાન કહે, “પણ એમ રાજાના હુકમ વિના અડધી રાતે દરવાજો ન ઉઘાડાય.”

નગરશેઠે ગુસ્સાથી કહ્યું, “જા, તારા રાજાનો હુકમ લઈ આવ.”

દરવાને જઈ રાજાને વાત કરી. રાજા તો વાત સાંભળી પગ પાળો જ નગરશેઠ પાસે દોડયો આવ્યો.

રાજા કહે, “અરે શેઠ, મારૂં ગામ છોડી કેમ ચાલ્યા જાઓ છો? કાંઇ વાંક ગુન્હો ?”

નગરશેઠ કહે, “રાજાજી, કુંવર બહુ બાંગરા થઇ

ગયા છે. મારી દીકરીને તીર માર્યું ને બેડું ફોડી નાખ્યું. એવા રાજમાં કોણ રહે?"

રાજા કહે, "પણ એમાં વાંક તો કુંવરનો છે ને તમે શામાટે મને ને ગામને છોડી ચાલ્યા જાઓ છો? ચાલો પાછા વળો. કુંવરને શિક્ષા કરૂં છું."

નગરશેઠ પાછા વળ્યા.

રાજાએ હુકમ કર્યો, "કુંવરને ફાંસીએ ચડાવો. કોઇની બેન દીકરીના ચાળા કરે એવા કુંવર મારે નથી જોતા."

કુંવર તૈયાર થઇ ગયા.

નગરશેઠ કહે, "અરે રાજાજી, એવી સજા તે થતી હશે. ફાંસી બાંસી દેવાની નથી. થોડા વરસ દેશવટે મોકલો એટલે બહારથી દુનિયાનો અનુભવ લઇ આવે."

બન્ને કુંવરોને બાર વરસનો દેશવટો મળ્યો. કાળાં લૂગડાં ને કાળા ઘોડા આપ્યાં. કુંવરો માને મળવા ગયા. માએ મોટાને રજા આપી. નાનાને ના પાડી. મોટો ચાલી નીકળ્યો, પણ નાનો કાંઇ

મોટાથી છૂટો રહે એમ હતો નહિ. મા સાથે રક ઝક કરી એ પણ નીકળ્યો પણ બે ભાઇ વચ્ચે છેટું પડી ગયું. મોટો પાછળ જોતો જાય છે. નાનો ઉતાવળ કરે છે પણ ભેળા થતા નથી.

રાત પડી ગઇ. નાનોભાઇ એક વડ હેઠે રાત રહ્યો. વિચાર કરે છે કે, "મારો ભાઇ કયાં હશે?" ત્યાં કાંઇક ઊડતું ઊડતું વડ ઉપર આવ્યું. કુંવરે જોયું તો હંસ. કુંવર હંસને કહે, "હંસરાજ, તમે મારા ભાઇને જોયો?"

હંસ કહે, "પાંચસો ગાઉ ઉપર તારાજ જેવો એક કુંવર બેઠો છે. તારી વાટ જ જુએ છે. ચાલ મારી પીઠ ઉપર બેસી જા. તને ત્યાં લઇ જાઉં."

નાનો કુંવર હંસની પીઠ ઉપર બેસી ગયો. થોડીવારે બન્ને ભાઇ ભેળા થઇ ગયા.

અંધારી મેઘલી રાત જામી છે. બન્ને ભાઇઓની આંખો ઘેરાવા લાગી છે. એક ઘેઘૂર વડલા નીચે બન્ને ભાઇએ ધામા નાખ્યા છે.

મોટોભાઇ, "ભાઇ તું પહેલાં સૂઇ જા,

હું ચોકી કરીશ. પછી હું સૂઇ જઇશ ત્યારે તું ચોકી કરજે. નાનો કુંવર સૂઇ ગયો. અડધીક રાત ગઇ. મોટો સૂતો ને નાનો જાગ્યો.

વડલા ઉપર એક માળો હતો. માળામાં હંસ હંસણી રહેતાં હતાં. આજે હંસ મોડો આવ્યો હતો. હંસણી એને ખરખબર પૂછતી હતી.

હંસ કહે, "આજ તો એવી નવીન વાત લાવ્યો છું કે તું સાંભળીને દિંગ જ થઇ જા."

હંસણી કહે, "એવી તે શી વાત છે?"

હંસ કહે, "આ વડલા પાસે જે કૂવો છે ને એમાં એક કાળોતરો નાગ રહે છે. એને મારી કોઇ એની રાખ ખાય તો ખોખારે રતન ઝરે. એક એક સવાલાખનું હો!"

નાના કુંવરે આ વાત સાંભળી. એણે ઝબ કરતું તીર કામઠું લીધું ને કૂવા પાસે ગયો. સનન કરતું તીર છોડયું ને કૂવામાં ગયું. નાગ જાગી ઊઠયો. ફૂંફાડા મારતો બહાર આવ્યો. નાનો કુંવર જોઈ રહ્યો. નાગ સીધો વડલા નીચે જ્યાં મોટો

કુંવર સૂતો હતો ત્યાં ગયો ને એને ડંખ માર્યો. મોટો કુંવર રૂપસિંહ ભરઊંઘમાંથી રાડ પાડી જાગી ઊઠયો. ત્યાં તો નાના કુંવર રામસિંહના બાણે નાગને ચીરી નાખ્યો. નાગ મર્યો ને રૂપસિંહ પણ મર્યો.

રામસિંહને ખબર નહિ કે રૂપસિંહને નાગ કરડયો છે. એને તો ઝટ નાગને બાળી રાખ કરી રતન લેવાં હતાં. એક રાડાંની કોળી વીણી લાવી નાગને બાળ્યો ને રાખ ડાબલીમાં ભરી પારખું કરવા ચપટી મોઢામાં મકી. થોડીવારે ખોંખારો ખાધો ત્યાં ઝગારા મારતું રતન ખરી પડયું. રામસિંહના હરખનો પાર ન રહ્યો.

સવાર પડી. સૂરજ નારાયણે કોર કાઢી તોયે રૂપસિંહ જાગે નહિ. રામસિંહે જગાડવા માંડયો, પણ રૂપસિંહ ક્યાં જીવતો હતો કે જાગે ? થોડી વારે રામસિંહની નજર અંગૂઠા ઉપર પડી ને ડંખ ભાળ્યો. લોહીનો ટશિયો જામી ગયો હતો. રામસિંહ સમજી ગયો. પાસેના ગામમાં કાંઇ દવા દારૂ મળે તો લેવા ઊપડયો.

સવાર પડી ને હંસ હંસણી જાગ્યા. જુએ તો રૂપસિંહ મરેલો પડેલો.

હંસણી કહે, "આ માણસ કેમ મરી ગયો હશે ?"

હંસ કહે, "મેં તને નાગની વાત કરી તે કોઈકે સાંભળી હશે. આને સાપ કરડયો લાગે છે."

હંસણી કહે, "અરરર. જો આપણી વાત સાંભળવાથી જ આના પ્રાણ ગયા હોય તો આપણે એને જીવતો કરવો જોઇએ."

હંસ કહે, "આપણે એનું ઝેર ચૂસી જઇએ."

બન્ને નીચે આવ્યા ને અંગૂઠાનું ઝેર ચસ ચસ-ચૂસી લીધું. રૂપસિંહ આળસ મરડી બેઠો થયો ને બન્ને પંખીડાં ઢળી પડયાં. રૂપસિંહ જોઇ રહ્યો. "અરરર, આ પંખીડાંએ મારા માટે પ્રાણ તજ્યા." રૂપસિંહની આંખમાં આંસુ આવ્યાં પણ હવે શું થાય? કાંઇ ઉપાય ન હતો. નાનો ભાઇ કયાં હશે એના વિચાર કરતો એને શોધવા ચાલ્યો.

રામસિંહ કર્ણાવતી નગરીમાં ગયો હતો. ત્યાં

જઇ કોઇ સારા વૈદને, કોઇ સાપનું ઝેર ઉતારતો હોય એવા વૈદને શોધવા લાગ્યો. નશીબ જોગે તે દિવસે જ કર્ણાવતીનો રાજા મરી ગયો હતો. આખું શહેર સ્મશાને ગયું હતું. રામસિંહને કોઈ મળ્યું નહિ. બિચારો આખરે થાકીને એક ધર્મશાળામાં રાત રહ્યો.

કર્ણાવતીનો રાજા નિઃસંતાન મરી ગયો હતો. ગાદીનો વારસ કોઇ ન હતો. પ્રધાને ગામમાં દાંડી ટીપાવી કે જે રજપૂતનો દીકરો સવારના પહોરમાં દરવાજામાં દાખલ થશે એને રાજગાદી મળશે.

સવારના ચાર વાગ્યા. પ્રધાન જાગ્યા. પ્રધાને દરવાજો ઉઘાડવાનો હુકમ આપ્યો. બારણું ઉઘડયું કે તરત જ એક મુસાફરે નગરમાં પ્રવેશ કર્યો. શરીર ધૂળ ધૂળ છે પણ મોઢા ઉપર રાજતેજ ઝબકે છે. પ્રધાન સામા ગયા ને પૂછ્યું, "કેવા છો, ભાઇ ?"

"રજપૂત છીએ."

બસ. તરત જ શણગારેલો હાથી આવ્યો. રૂપસિંહને રાજકુંવરના શણગાર સજાવ્યા. આખું

નગર સામૈયે આવ્યું ને વાજતે ગાજતે રાજમહેલમાં આવ્યાં. રાજગુરૂએ રાજતિલક કર્યું. સૌએ રૂપસિંહની જય બોલી ને વીખરાયા.

રામસિંહ સામેયામાં હતો. એને થયું કે 'આ મારો ભાઇ છે.' પણ તરત જ પાછું થતું કે એને તો સાપ કરડયો છે. મરેલો પડયો છે ને અહીં કયાંથી?' એતો વડલે આવ્યો. જુએ તો બેઇ પંખીડા ઢળી પડેલાં ને ભાઇ ન મળે. રામસિંહ તરત જ સમજી ગયો કે "આ પંખીડાંએ ભાઇને જીવતો કર્યો ને પોતાના પ્રાણ આપ્યા. રાજા થયો તે મારો ભાઇ છે."

રામસિંહ પાછો ગામમાં આવ્યો ને લાગ મળે ત્યારે રાજાને મળવાનું નક્કી કર્યું. એને તો ખોંખારે રતન ઝરે, ભેગાં કરે ને ખુશી પડે તેમ વાપરે. થોડા દિવસમાં તો મોટા મોટા શેઠિયાની ઓળખાણ કરી લીધી. આખા ગામમાં રામસિંહ ઠાકોર પ્રસિદ્ધ થઇ ગયા. રાજાને ખબર પડી. રાજાએ રામસિંહ ઠાકોરને મહેલમાં બોલાવ્યા.

રામસિંહ રાજમહેલ ગયો. બેઇ સાથે જમવા

બેઠા. હસી હસીને વાતો કરતા જાય ને જમતા જાય. બન્નેને મનમાં થાય કે 'આ મારો ભાઇ તો નહિ હોય!' પણ કોઇ વાત કાઢતા નથી. એમાં રામસિંહને ગળે કોળિયો અટકયો. ખોંખારો ખાધો ત્યાં તો ખડીંગ કરતું રતન ખર્યું.

રાજા કહે, "ઠાકોર આ શું ?"

રામસિંહે બધી વાત કરી. બન્ને ભાઇ ભેટી પડયા. આખા નગરમાં પવનવેગે વાત ફેલાઇ ગઇ કે "રાજાજીના ભાઇ ખોવાઇ ગયા હતા તે જડયા છે ને એ ભાઇ એટલે આપણા રામસિંહ ઠાકોર."

બન્ને ભાઇઓ રાજ કરે છે ને લહેર કરે છે.

રૂપસિંહ રામસિંહના પિતા ઉજ્જેણના રાજા હતા. એને કાને વાત ગઇ કે કર્ણાવતીનો રાજા મરી ગયો છે ને એનું રાજ બે છોકરા પચાવી પડયા છે. તરત એણે મોટું સૈન્ય તૈયાર કર્યું ને સેનાપતિને કર્ણાવતીનું રાજ્ય જીતી લેવા મોકલ્યો. સેનાપતિ મૂછે વળ દેતો ઊપડયો. સાથે સાગર જેવી સેના છે.

રામસિંહને ખબર પડી કે બાપુએ સેના મોકલી છે.

રૂપસિંહ કહે, "કાંઇ બાપુ સામે હથિયાર ઉપાડાય ?"

રામસિંહ કહે, "બાપુ સામે ન ઉપાડાય પણ સેનાપતિ સામે ઉપાડાય." ગઢના દરવાજા બંધ થઇ ગયા. બન્ને ભાઇઓ સેના બેના લીધા વિના ચાલી નીકળ્યા. એક નાની પેટીને એક નાની પિસ્તોલ બે વાનાં લીધાં. ગામની બહાર જ એક વડલો હતો તેમાં બન્ને ભાઇ ભરાઇ બેઠા.

સામે સેનાપતિ સેના લઇ પડયો છે ને મનમાં વિચારે છે કે 'આ મૂર્ખાઓ કાંઇ લડાઇની તૈયારી કેમ નહિ કરતા હોય ? અને કરશે તોયે શું ? એ કાંઇ મારી સામે જીતવાના છે ? મરી જશે મરી."

નદીને સામે કાંઠે સૈન્યનો પડાવ છે. તંબુ ઉપર ધજાઓ ઝપાટા લઇ રહી છે. સેનાપતિ સૈન્યમાં ફરવા નીકળ્યા છે.

રામસિંહ ને રૂપસિંહ તો લાગ જોઇને બેઠા હતા. સેનાપતિને ફરતો ભાળ્યો એટલે રામસિંહે ખોંખારો માર્યો ને રતન ખર્યું તે પિસ્તોલમાં ચડાવી છનનન કરતી ગોળી છોડી. બરાબર સેના-પતિના સાથળમાં વાગી. સેનાપતિ બૂમ પાડી પડી ગયો. પછી તો બીજી ને ત્રીજી એમ ઉપરા ઉપર ગોળીઓ આવવા લાગી. સૈન્યમાં હા હા કાર થઇ ગયો. ગોળીઓ ક્યાંથી આવે છે એ કોઇને સમજાયું નહિ. ટપોટપ માણસો મરવા લાગ્યા. થોડી વારમાં તો સેનાનો ઘાણ બોલી ગયો. બચ્યા તેટલા સેનાપતિને પાલખીમાં નાખી દોડવા લાગ્યા ને પાછા હટી ગયા.

રૂપસિંહે બાપુને કાગળ લખ્યો કે " અમે તો આપના કુંવરો છીએ. અમારે આપની સાથે લડાઇ નથી કરવી. "

રાજા તો રાજી રાજી થઇ ગયો. નગરશેઠને બોલાવ્યા ને પૂછ્યું "હવે તમે કહો તો કુંવરોને રાજમાં બોલાવીએ."

નગરશેઠ કહે, "હા મહારાજ, હમણાં ને હમણાં

બોલાવો. હું બહુ રાજી છું. મારે કુંવરો સાથે વેર થોડુંક જ છે? એ તો છોકરાં હોય ત્યાં સુધી તોફાન કરે."

રાજાએ કાગળ લખી બન્ને ભાઇને પાછા બોલાવ્યા. બન્ને ભાઇઓ બાપુના રાજમાં આવ્યા. આખા શહેરમાં આનંદ આનંદ થઈ રહ્યો.

રાજા કહે, "હું હવે ઘરડો થયો છું. રૂપસિંહને ગાદી આપી મારે તપ કરવા જવું છે."

રૂપસિંહ ઉજ્જેણનો રાજા ને રામસિંહ કર્ણાવતીનો રાજા.